# ખટ દરસન તથા વેલ.

(રચનાર—પીર સદરદીન.)

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

## મુખી લાલજીભાઈ દેવરાજ.

ધી ખોજા સિંધી છાપખાનું,

૧૧૩, પાલખી મહોલા—મુંબઈ—૯.



આ બુક મેનેજર **વલીભાઈ નાનજીએ** ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, **મુંબઈ** નં-૯ માં **મુખી લાલજીભાઈ દેવરાજ** માટે છાપી અને **મુખી લાલજીભાઇ દેવરાજે** ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, **મુંબઈ**-૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૬. તા૦ ૨૫-૬-૨૦.

# ખટ દરસન.

## ( રચનાર પીર સદરદીન. )

સામી તે જે સીરજણહાર, જીવ પીંઢનો કરે નીસતાર;
નીલુની વાતું જાણે જેહ, સકલ જોત હંસ પરકાશે તેહ;
કોર ઘડે નીપાવે જોએ, કહે ગુર સોહોદેવ સાચા સામી-કહીએ સોએ. ૧

સેવક તે જે સેવા સાર, હરી જપતા લંગે પાર,
પરીબ્રહ્મ વાચા પાલે જેહ, સાચા સેવક કહીએ તેહ;
ગીનાન જોત જે ગુરથી ધરે, પરેમ વીધી જીવતા મરે,
સતગુર વાચા પાલે જેહ, કહે ગુર સોહોદેવ સાચા સેવક-કહીએ તેહ. ૨

વઇરાગી તે જેનું વનમાંહે વાસ, ઘર નવ નાડીસું રહે ઉદાસ,
કીરીઆ તપસા તીરથ કરે, પંજભુ જીતીને ભાવસું મરે;
પરમ હંસા પર ઉપગારી જેહ, સોહાગ વઇરાગી કહીએ તેહ,
જુગત અહારી મારે કામ, રૂપ સુરંગી લેવે નામ;
સુણી શબદ જે સીરસું સંહે, પરેમ પીડા પીયુસું રહે,
દોનું જંતર તુંબા તાર, કહે ગુર સોહોદેવ સોહી વેરાગી અપરમ પાર. ૩

વીશનવ તેજે વરજ વરે, સતગુર વચને જીવતા મરે,
પરેમ ભગતી પકડે જોય, પોથા પોથી કરે ન કોય;
પરેમ પરકાસી વાએ તાલ, ઘટ ઘટ દેખો એક દયાલ,
તલક તુલસી તન મન લાય, ઘર બેઠા ગુણ ગોવીદનાં ગાય,
પરેમ દયા પરીત પાલે જેહ, કહે ગુર સોહોદેવ સાચા
વીશનવ-કહીએ તેહ. ૪

જંગમ તે જે જુગતે જાય, દેવલ પુજે તીરથ નાય,
સતગુર વચને નામે સીસ, તો ઘટ કલા પુરણ જગદીસ;
અંતર આવી બોલે આપ, તો નીસીજલ હોવે નાસે પાપ,
શામ તણી જો લેવે ગુફા, સાચા જંગમ સોઇ નફા;
કામ કરોધને દેવે ગુરની આણ, સો જંગમ આ જુગ પરમાણ,

સતગુર કહે મએં સબ જુગ જોય, એસા જંગમ વીરલા કોય. ૫

જોગી તે જે પાલે જોગ, પાડે પીંડ ને સાધે જોગ,
અઉંઠ પાટણ માંહે ભીખીયા કરે, કાયા કંથા મન જોગસું ધરે;
જોગી સનાસી મન સુધ કરે, પાંચ કાલ કાલા પર હરે;
પાંચ તતવ કલા સીર ધરે, કહે ગુર સોહોદેવ સો જોગી દાય તડ તરે. ૬

સનયાસી તે જે સીવને ભજે, માયા મોહો ત્રીસના તજે,
સીલ સંતોખી ભીખીયા ખાય, આસન છોડી ઓર કહીં ન જાય;
ભાવ ભભુતી ભીતર લાય, કહે ગુર સોહોદેવ સાચા
સનીયાસી–સોહી કીલાય. ૭

મુની તેજે મનસું રહે, અવર વચન કછુ નહી કહે,
શીવ નગર માંહે આસન કરે, સુન મંડલ માંહે ધીયાનજ ધરે;
દેવ આનંદ લાવે ધુની, કહે ગુર સોહોદેવ સાચા કહીએ સોહી મુની. ૮

જઇની તેજે જગપતને જપે, દેવલ દીલ માંએલો ખપે,
જઇ જુગતની પીવે ગુલી, તો કીધા કરતવ જાય બલી;
પરગટ દેવને પુજે જોય, કહે ગુર સોહોદેવ સાચા જેની–કહીએ સોય. ૯

ભીરમચારી તે જેના ભાગા ભરમ, ભીરમ કીરીયામાં બાલે કરમ,
ગુર ઉપદેસે લાધું ગીનાન, અંતર આતમાં ભીરમ સમાન;
આહાર વેવારે જુગતે જાય, કહે ગુર સોહોદેવ સાચા
ભીરમચારી–સોઇ કીલાય. ૧

સતી તે જે ન રાખે આપ, ભીરમ કુંડમાંહે હોમે પાપ,
મન તજે મન સુધ ધરે, સાચી સીધી તરપણ કરે;
પાંચ વીધીનું જાણે મરમ, તે છુટે ચોરાસી કરમ,
ગાયત્રીના જાણે મરમ, કહે ગુર સોહોદેવ તેણે સતીએ લાધો
સત ધરમ. ૧

ભરામણ તે જે પાલે ભીરમ, અને ભીરમ કીરીયા માંહે બાલે કરમ,
ગગન મંડલ માંહે ધરે ધીયાન, પરવસ્તીનું ન લેવે દાન;
ગાયત્રીનું જાણે જાપ, કહે ગુર સોહોદેવ ભરામણ વઇસ તે આપો આપ.

પંડત તે જે પડે પુરાણ, બીજુ તેજે નીશ્ચે જાણ,
પુરખ ઉતમ સું ભાવે પીરીત, આસા ત્રસના બંધસું રહીત;
પીંડ ભીરમંડની કથા સંભલાવે જેહ, કહે ગુર સોહોદેવ

સાચા પંડત-કહીએ તેહ. ૧૩

સુફી તે જે સેવે સુબહાન, નેકી બદી ન લેવે નામ,
ખુદા સાથે લાવે ધીયાન, અલ્લાહ મહમદ એક પીછાન;
સત અહારી સત બાંધે સોય, કહે ગુર સોહોદેવ સાચા
સુફી-કહીએ સોય. ૧૪

ઝંડા તે જે જપે જાપ, જીકર ફીકરમાં રહેવે આપ,
ભાગે ભુખ એહી કલામ, નબી સારૂંકું કરે સલામ;
પર વસતશું અંધા થાય, કહે ગુર સોહોદેવ સોહી ઝંડા બ્હેસતી કીલાય. ૧૫

કાજી તે જે કલમા પડે, દીલ પાક સાહેબસું રહે,
હક હલાલ કરે હજુર, સો કાજી ખુદાકા નુર;
પાંચ ભીતર રાખે સાજી, કહે ગુર સોહોદેવ સાચા કહીએ સોહી કાઝી. ૧૬

મુલાં તેજે મુંહસે આપ, કરે જીકર ખુદાકા જાપ,
પડે કલમા ને કીતાબ કુરાન, અલ્લાહ બીના ન બુજે દુજા નામ;
જઈ મીસીતે દેવે બાંગ, જેમ આપ ન સુને કાનો કાન,
પાંચ વખત નીમાઝજ કરે ભલા, કહે ગુર સોહોદેવ સાચા
કહીએ સોહી મુલાં. ૧૭

મુસલમાન તે જે મુહસે આપ, પડે કલમા દીલ રહીત પાપ,
હરામ ખોય ને ચાલે હક, ભજ રહે જે એક અલખ;
ગીનાન જલ માંહે ગુસલજ કરે, સોલ કલા માંહે રોજા ધરે,
અરધો અંગ મીસીતજ ખરી, તે માંહે રહી નીમાઝજ કરી,
સુજીદા સાથે લાવે ધીયાન, કહે ગુર સોહોદેવ સાચા સોહી મુસલમાન. ૧૮

પતીવરતા તે જે પીયાકે પાસ, સતગુર શબ્દ રહે ઉદાસ,
આદર અભીઆગત આવે ઘેર, કહે ગુર સોહોદેવ પતીવ્રતાની સુધી પેર. ૧૯

મોટું તીરથ હરીનું નામ, હરીજન આવે તેને દીજે માન,
આદર ઉલટ અંગ ન માય, જેમ પરભાતે ગંગજ નાય;
હરી હરીજન એક સમાન, કહે ગુર સોહોદેવ મોટું તીરથ હરીનું નામ. ૨૦

વરતધારી તે જે મન વારીઉં કરે, કામ ક્રોધ નીંદા પરહરે,
જીભીયા જુઠ ન બોલે જેહ, નીત નીત નામ સોહાવે તેહ;
ગીનાન ગુણમાંએ મુગતા થાય, કહે ગુર સોહોદેવ સાચા
વરતીયા સોઈ કીલાય. ૨૧

ધરઆરી તે જે ઘર માંહે રહે, સોલ કલા સીર ભારજ વહે,
સરવ તન હંસ કેરી આસ, દીજે સુભાગ જાય નીરાસ;
મન માંહે હરીયા ધરીએ હેત, જેમ ભાદરવે હરીયા ખેત,
જપ તપ તીરથ નહી ગુરની આણ, વણ શબ્દે વીગુતા ચારે ખાણ;
દીધા દાન અધીક બહુ દાન, કાથા ચુના વીના પાન,
લખ ચોરાસી ઘર માંહે ગયા, પોતી આવરદા ઠાલો થયા;
લખ ચોરાસી ઘેરી દેહ, જેમ દીવાલીએ ઉઠા મેહ,
ચેતો નહીરે ચીત માંહે ધરી, જેમ સમુદ્ર માંહે સાંખજ પડી;
મધરી મોમાં ગલીઆ બુંદ, કહે ગુર સોહેદેવ સાચ વીના એક
કાજ ન સીધ. ૨૨

સતગુર કહેરે મોટો મરમ, જે ચેતીયા ગરસથાધરમ,
ખટ દરસન માંહે સરવે સંસાર. બીન દરસન નહી પામે પાર. ૨૩

દેવલ પુજે ને તીરથે જાય, નીત સનાન સરોવર નાય,
કરે માલા ને ધરે ધીયાન, થીર નહી મન તો કરમ ગીનાન. ૨૪

કશટે કાયા ને કરે અપવાસ, તે સુના મીંદર ઉજડ વાસ,
ખટ દરસન માંહે મલે ધરમ, ચાલ ન છુટે લેવે કરમ. ૨૫

જો મન જાણે ઘટ વીચાર, ગયા નીર ને બાંધે પાર,
સુકા સરોવર કમલ માંહે, પણ વણ નીરે વીકાસ ન થાય. ૨૬

જીવ રહેહ માંહે કરો વીચાર, ભુલે દરશન નહી પામે પાર,
જુઠી દુનીયાનો લાગો લોભ. તરવા કારણ ન દેવે થોભ. ૨૭

વણ વીસવાસે કરે ભરથાર, તે રાંડી નહી સોહાગણ નાર,
તે જીવ સરવે એરે જાય, નવસા પાખે મુલ ન પાય. ૨૮

જેણે નવસાના જાણીયા ભેદ, તે ધાત એકનો ભણે ઉપવેદ,
જેણે દરશનની જાણી ધાત, તે છુટા ચાલીયા સાચી વાટ;
સતના બાંધીયા જાય જેહ, જેને ભીરમ રસના લાગા નેહ,
તેની રહેહે કમલ માંહે ઉગીયા ચંદ, જેણે પાંચે બાંધીયા બંધ. ૨૯

મુખ કમલથી ન બોલે ફાલ, અસતની મુકે સગલી ચાલ,
જેણે કેવલ જાણીયા ભીરમ, દીસે દુનીયામાં તેને નહીરે કરમ. ૩૦
કરમ સુતક જે હોતા ચાર, તે નાખીયા દરશન ને ઉતરીયા પાર,
ઓટો માતમ દરસન જાણ, ફેરો ભાગે ચારે ખાણ. ૩૧

સતગુર કહેરે સાચું હોય, સાત દરસન જાણે વીરલા કોય,
પહેલું દરશન પુજીએ પાટ, બીજું દરસન સત સોહાગ. ૩૨
ત્રીજું દરસન આતમા સમાન, ચોથું દરસન ગુર મુખે દીજે દાન,
પાંચમું દરસન ભીરમ ગીનાન, છઠું દરશન ગત ગંગાનું સનાન. ૩૩
સાતમું દરસન અજપીયા જાપ, મારી મનથી કાઢો પાપ,
કહે ગુર સોહ્હંદેવ આગમ ભેદ, જે જાણે અગમ વીચારે વેદ. ૩૪
વેદ વીચારે લખે અલખ, તેને દરસન છે સનમુખ,
પડો પંડીતો કરો વીચાર, કીતો ઉપનું દરસન સંસાર. ૩૫
ભયા ભીરમા હરી આપ અપાર, અલખ નીરીંજન નીરાકાર,
નહી માત ને નહી તીસ તાત, નહી દીવસ ને નહી તીયાં રાત. ૩૬
નહી થા ચંદા નહી થા સુર, નહી તારા મંડલ એક થા નુર,
નહી ધરતી ને નહી આકાશ, નહી મેર ને નહી કેવલાશ. ૩૭
ધંધુકાર માંહે ધીયાનજ ધરી, છત્રીસ જુગ ચોરાસી ચોકડી,
આપસ માંહેથી ઉપાયો હેત, તતવ રચીયો એક ભીરમજ ખેત. ૩૮
વર દાતા હુઆ અગમ, તારે ભીરમાને થયો હુકમ,
દેવ ભીરમા વસે છે નુર, તારે સીરજીયા ચંદા ને સુર. ૩૯
ઉતપુત રચના પરીભીરમ, ચારે વરણ ને ખટ દરસન,
નુર નીરવાણ ઝળકીયા તન, તીયાંથી ઉપનાં રૂહ રતન. ૪૦
ન હોતી માયા ન હોતા જોગ, ન હોતા કરમ ન હોતા ભોગ,
કહો પંડીતો વીચારી વેદ, કરમ ધરમનાં કેમ પડીયા ભેદ. ૪૧
ભયા ભીરમા જોગ માયા ધરી, ચાર ખાણ તે સરખી કરી,
સીતેજ જરેજ ઈંડજ જાણ, ચોથી રચી ઉદભોજજ ખાણ. ૪૨
લખ ચોરાસી જીવ પરમાણ, રચના રચી તે સારંગ પરાણ,
માયા મોહ બહુ કીધા રંગ, સરવ જીવ લાગા તે ઢંગ. ૪૩
તેણે મારૂં કહીઉં મુજ પાસે રહયું, તારે જીવને કરમજ થયું,
તે માંહેથી એટલું કરી, જે કોઈ સમરીયા સીરી નર હરી. ૪૪
તારૂં છે ને કરતા તું, જીવ દયાસું રાખું હું,
એવું વીચારીને ધરીયા ધીયાન, તે પદ પામીયા અમરાપુરી ઠામ. ૪૫



# ચતુર કલપનું મંડાણ

ભયા ભીરમાજી તું સત કરી જાણુ, કરતા હરતા સીરી નારાણ. ૪૬
વીશનવે વીચારી* ધરીયું ધીયાન, કલપ ચતુરનો માંડીયો મંડાણ. ૪૭
પહેલા કલપ માંહે કીધું કામ, તારે ભીરમાને આલીયો ફરમાન. ૪૮
તેડી ભરમાને કહીઉં કીરતાર, તેજ અમારૂં કરો વીસતાર. ૪૯
વચન હરીનાં મુસતક ધરી, પહેલા કલપ માંહે ગુર ભરમાજીએ
શેસટજ કરી. ૫૦
ગુર ભરમાજીને આલીઓ પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૫૧
તારે રૂગ વેદનાં માતમ કરીયા, ચાર રૂપ વીશનવે ધરીયા. ૫૨
હવ (૧) કવ (૨) ધરમ (૩) કેસવ (૪) સાર, ભગત ભણુતા નીરાકાર. ૫૩
કલપ દરસણ સંપુરણ થયા, તારે નવાણું કરોડ જખ અમરાપુરી ગયા. ૫૪
તારે સોલ જુગનું વાલીયું નામ, તારે પાણી ચડીયું ધરૂ આસમાન. ૫૫
તારે પડીયા પંડીત સરવે સમાપત થયા, તીયાં ભીરમા વીશનું
મહેસર અમર રહીયા. ૫૬
તારે ત્રન મુરતે મીલી વીચારીયું ગીનાન, તારે ગુર ભરમાને
આલીયો ફરમાન. ૫૭
તેડી ભીરમાને કહીયું કીલતાર, તેજ અમારૂં કરો વીસતાર. ૫૮
વચન હરીનાં મુસતક ધરી, બીજા કલપ માંહે ગુર ભરમાજીએ
સેશટજ કરી. ૫૯
ગુર ભરમાને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૬૦
તારે જુજર વેદનાં માતમ કરીયા, તીયાં ત્રન રૂપ વીશનવે ધરીયા. ૬૧
(૧) તવઉણાદ (૨) ઉતરા (૩) હરીતક તે, દરસન જાણી ધીયાયા જેહ,
અમર ભેદ મુનીવર પામીયા તેહ. ૬૨
સત વદન ગુણ કલપ સંપુરણ થયા, છપન કરોડ મેધ અમરાપુરી ગયા. ૬૩
તારે બાર જુગનું વાલીયું નામ, પાણી ચડીઓ ધરૂ આસમાન,
તારે પડીયા પીંડ સમાપત થયા, તીયાં ભરમા વીશનું મહેસર રહીયા. ૬૪
તારે પખાલી પીરથવી કીધી પાક, ચતુર ગુણની રહી છે સાંખ. ૬૫
સત દીત ને ખમીયા કરી, જે કોઇ સમરીયા સીરી હરી. ૬૬
વલી વીચારી વીશનવે ધરીઉં ધીયાન, ગુર ભરમાને આલીયો ફરમાન. ૬૭



તેડી ભીરમાને કહીયું કીરતાર, તેજ અમારો કરો વીસતાર. ૬૮
વચન હરીનાં મુસતક ધરી, વલતા ભરમાજી બોલીયા ફરી. ૬૯
સામી અમે જુગ માંહે જઈને કરીએ જુગત, જો જીવને
સામી આલો મુગત. ૭૦
વલતાં ભરમા પરતે બોલીયા હરી, અમે જુગ માંહે આવસું
રૂપ અગોચર ધરી. ૭૧
તે દરસન અમારો ઓલખસે જેહ, મુગતા થાસે ભીરમાજી તેહ. ૭૨
એવો કોલ લઈ ભીરમાજી આવીયા, બત્રીસ કરોડ જીવ નીમીયા તીયાં. ૭૩
ગુર ભીરમાને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૭૪
તારે શામ વેદનાં માતમ કરીયા, તારે બે રૂપ વીશનવે ધરીયા. ૭૫
પરૂરવા (૧) અંતઅતીત (૨) તે રૂપ જાણી ધીયાયા જેહ, અમર
ભેદ મુનીવર પામીયા તેહ. ૭૬
ભગવણ કલપ સંપુરણ થયા, બત્રીસ કરોડ કીનર અમરાપુરી ગયા. ૭૭
તારે આઠ જુગનું વાલીઊં નામ, પાણી ચડીઓ મેરૂ આસમાન. ૭૮
તારે પડીયા પીંડ સમાપત થયા, તીયાં ભીરમા વીશનું મહેસર
અમર રહીયા. ૭૯
પખાલી પીરથવી કીધી પાક, ચતુર ગુણની રહી છે સાંખ. ૮૦
સત દીત ને ખમીયા કરી, જે કોઈ સમરીયા સીરી નર હરી. ૮૧
વલી વીચારી વીશનવે ધરીયો ધીયાન, ગુર ભીરમાને આલીયો ફરમાન. ૮૨
તેડી ભીરમાને કહીયું કીરતાર, તેજ અમારૂં કરો વીસતાર. ૮૩
સામી અમે જુગ માંહે જઈને કરીયે જુગત, જો જીવને સામી
આલો મુગત. ૮૪
વલતા ભીરમાજી પરતે બોલીયા હરી, અમો જુગમાંહે આવસું
રૂપ અગોચર ધરી. ૮૫
તે રૂપ અમારૂં ઓલખસે જેહ, મુગતા થાસે ભરમાજી તેહ. ૮૬
એવો કોલ લઈ ભરમાજી આવીયા, જીવ તેત્રીસ કરોડ નીમીયા તીયાં. ૮૭
તારે ગુર ભરમાને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૮૮
તારે અથર વેદનાં માતમ કરીયા, એક રૂપ વીશનવે ધરીયા. ૮૯
પરેમરૂખ (૧) તે દરસણ જાણી ધીયાયા જેહ, અમર ભેદ
મુનીવર પામીયા તેહ. ૯૦
સતવાર કલપ સંપુરણ થયા, તારે તેત્રીસ કરોડ દેવ અમરાપુરી ગયા. ૯૧
ચતુર જુગનું વાલીઊં નામ, પાણી ચડીયો મેરૂ આસમાન. ૯૨

તારે પડીયા પીંડ સમાપત થયા, તીયાં ભીરમા વીશનું
મહેસર અમર રહીયા. ૯૩
પખાલી પીરથવી કીધી પાક, ચતુર ગુણની રહી છે સાખ. ૯૪
સત દીત ને ખમીયા કરી, જે કોઈ સમરીયા સીરી નર હરી. ૯૫
ચતુર કલપ સંપુરણ થયા, નવાણુ કરોડ જખ છપન કરોડ મેઘ
બત્રીસ કરોડ કીનર તેત્રીસ કરોડ દેવ અમરાપુરી ગયા. ૯૬

## ચાર જુગનું મંડાણ.

વલી વીચારી હરીએ ધરીયો ધીયાન, કન્યા ઉપની સારંગ પીરાણ. ૯૭
બેઉ કર જોડી ઉભી રહી, અને વચન વીચારી વીશનવે કહી. ૯૮
આગે કામની કરે સણગાર, કાને કુંડલનો જલકાર. ૯૯
બહુ બલવંતી રૂપ અપાર, ચરણે નેવર અતી સાર. ૧૦૦
બોલે બાલી હીરખે ભરી, કોલ અમને આલો સીરી હરી. ૧૦૧
વીશનવે વીચારી વાણી કહી, સકત સંતોખી સમાપત થઈ. ૧૦૨
એવો શકતી રૂપ રચીયો સંસાર, ચોકડી એક ને જુગ છે ચાર. ૧૦૩
તેડી ભીરમાને કહીયા કીરતાર, તેજ અમારૂં કરો વીસતાર. ૧૦૪
વચન હરીના મુસતક ધરી, અને વલતા ભીરમાજી બોલીયા ફરી. ૧૦૫
અમે જુગ માંહે જઈને કરીએ વાણ, જો કુલ ઓધરે ચારે ખાણ. ૧૦૬
તારે ભરમા પરતે બોલીયા સીરી હરી, અમે આવસું જુગ
માંહે રૂપ અગોચર ધરી. ૧૦૭
તે દરસન જાણી ધીયાવસે જેહ, મુગત થાસે ભીરમાજી તેહ. ૧૦૮
એવો કોલ લઇ ભરમાજી આવીયા, તારે ચારે ખાણ ઉત પુત કરીયા. ૧૦૯
પહેલો જુગ સત જુગ થાપીયા, તારે પનર કરોડ જીવ નીમીયા. ૧૧૦
તારે ગુર ભરમાને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૧૧૧
રૂગ વેદનાં માતમ કરીયા, તીયાં ચાર રૂપ વીશનવે ધરીઆ. ૧૧૨
મછ કછ વારા નરસી જપાવીયા જાપ, તેના કુલ ઓધરીયા
માઈ ને બાપ. ૧૧૩
તારે પહેલાજે કસણી લીધી આંચ, તારે પંનર માંહેથી પાકી પાંચ. ૧૧૪

કીરતા જુગ સંપુરણ થયા, પાંચ કરોડસું પહેલાજ અમરાપુરી ગયા. ૧૧૫
ત્રેતા જુગ માંહે આવીયા હરી, જુગ લાગું તે નરસી ફરી. ૧૧૬
વીતી વેલા ને પોતી વાત, જપે નરસી પણ ન જાણે ધાત. ૧૧૭
તારે ત્રન રૂપ વીસનવે ધરી, રામ આવેઆ અજોધા પુરી. ૧૧૮
દસરથ રાયનાં માહા પંડીત તન, માતા વચને ચાલીયા વન. ૧૧૯
બાર વરસ ભોગવીયા વનવાસ, ભગત પરતીપાલ તે સામી અવીનાસ. ૧૨૦
તીયાં ગુર વીસેશટજીએ વાંણી કહી, તારે એકવીસ કરોડ નીમેયા સહી. ૧૨૧
ગુર વીસેશટજીને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૧૨૨
તારે જુજર વેદનો માતમ કરી, તીયાં ત્રન રૂપ વીશનવે ધરી. ૧૨૩
વાએમણ ફરસરામ રામ જપાવીયા જાપ, તે કુલ ઓધરીયા
માઇ ને બાપ. ૧૨૪
તારે હરીચંદ્ર વેચાણા પુત્ર નારી સંગાત, તીયાં એકવીસ
માંહેથી પાકી સાત. ૧૨૫
ત્રેતા જુગ સંપુરણ થયા, સાત કરોડસું હરીચંદ્ર અમરાપુરી ગયા. ૧૨૬
દોઆપુર માંહે આવીયા હરી, જુગ લાગું તે રામજ ફરી. ૧૨૭
વીતી વેલા ને પોતી વાત, જપે રામ પણ ન જાણે ધાત. ૧૨૮
દોઆપુર માંહે બે રૂપજ ધરી, કાન આવીયા તે મથુરાપુરી. ૧૨૯
કુલ દેવકીનાં છોડીયા બંધ, પીતા પરતે બોલીયા શબ્દ. ૧૩૦
તમે જાગો વાસુદેવ બેઠા થાઓ, અમને લઇ ગોકલ માંહે જાવો. ૧૩૧
જાગેઆ વાસુદેવ રમે છે બાલ, દીઠો રૂપ તે મદન ગોપાલ. ૧૩૨
કર ગીરહીને લીધો બાલ, દીઠો રૂપ તે કંસનો કાલ. ૧૩૩
તારે ભાગી ભુગલ ને ઉઘડીયા દુઆર, તેડી ચાલીઆ તેણી વાર. ૧૩૪
વેગે વેલા જઇને ગયા, જાઇ જમનાને તીરે રહીયા. ૧૩૫
ગણહણે જમનાં ને ઉછલે બાહાર, વરસે મેહ અખંડ ધાર. ૧૩૬
તારે ઇંદ્ર માહારાજની દીધી આણ, તારે બારે મેઘ કરે પરણામ. ૧૩૭
તારે રહીઆ મેઘ ને થંભીયા નીર, વાસુદેવ ઉતરીયા જમનાને તીર. ૧૩૮
તારે આહીરં માંહે આવીયા કાન, નંદ જસોદાએ દીધો માન. ૧૩૯
તારે ગોકલ માંહે આવીયા હરી, ભગતુને ઘેરે ગુનેરી ફરી. ૧૪૦
ગુર વીધરવેઆસે વાણી કહી, તારે સતાવીસ કરોડ નીમીયા સહી. ૧૪૧
ગુર વીધરવેઆસને આલીયો પાટ, અમર ભેદની દેખાડી વાટ. ૧૪૨
તારે શામ વેદનાં માતમ કરીયા, તીયાં બે રૂપ વીસનવે ધરીયા. ૧૪૩
સીરી કીરસન સીરી બુધ જપાવીયા જાપ, તે કુલ ઓધરીયા



માઈ ને બાપ. ૧૪૪
પાંઢવે તીયાં ભગતી કરી, ગુર વચન સીર ઉપર ધરી. ૧૪૫
તારે દુરજોધન સાથે રમત રમીયા, હરાવી રાજ ને વન માંહે ગયા. ૧૪૬
બાર વરસ ભોગવસો વનવાસ, છતા થાસો તો રાખસું દાસ. ૧૪૭
વચનનાં બાંધીયા સતી વન ગયા, જારે બાર વરસ સંપુરણ થયા. ૧૪૮
પોતી અવધ ને વલીયા ભુપ, તારે ભીમ થયા વીકરાલજ રૂપ. ૧૪૯
ફેરાવે ગદા ને વારે કુંતાજી માય, તમે ખમીયા કરો ભીમસેન રાય. ૧૫૦
તારે જુજેશઠણને પુછે વાત, કહે કરોધ મુખે ન કીજે તાત. ૧૫૧
એવી જુજેશઠણે વાણી કહી, મનની વાત તે મનમા રહી. ૧૫૨
તમે ધરો સબુરી ને ખમીયા કરો, અવસર નથી ભીમ શુરા તણો. ૧૫૩
તારે ઓચરે ભીમ સુણો ધરમજ રાય, અવસર આવીયો
કેમ ચુકીયે દાય. ૧૫૪
તમે દુરજોધનને સંભલાવો આજ, અમે સુરત લીધું બેસવા રાજ. ૧૫૫
તારે દુરજોધનને થયું છે જાણ, ઉઠી જાલ ને ભાગા ગરાણ. ૧૫૬
તારે પીરાકરમ બોલીયા દુરજોધન રાય, અમ બેઠે તમે રાજ કેમ થાય. ૧૫૭
ભડ ભીમ તું એકલો આજ, અમે સોહો જીવતા કેમ આલીયે રાજ. ૧૫૮
ઇયા પાંચે પાંઢવ તીયાં ખોણ અઢાર, સુરા હસતી ગજંધર સાર. ૧૫૯
તારે ભીમે ફેરવી ગદા ને ઉઠી ધમકાર, નવતેરી જુધ થાય અપાર. ૧૬૦
તારે રાય રાણા તીયાં ઉભા જોય, ભીમ સમોવણ થાય ન કોય. ૧૬૧
ફેરવે ગદા રૂકની જેણ, તારે દ્રુપતી કેવરાવો મોકલે વેણ. ૧૬૨
સેન શગલું કીધું પરકાશ, હરાવી કોરવને લીધું રાજ. ૧૬૩
તારે કોરવ જીતીને આવેઆ રાય, સનમુખ થયા તે કુંતા માય. ૧૬૪
હે રાજા તમે કેહેવાઓ છો ધરમ, સોહો ભીરાત મારેઆનો તમ
સીર કરમ. ૧૬૫
એરે પાંઢવે શું કીધી મોટ, કુલ હતેયાની લીધી ખોટ. ૧૬૬
હવે તેડી પાંઢવાને પુછો આજ, ઉતારો હતેયા કે મેલો રાજ. ૧૬૭
તારે રાજા મન વીમાસણ થઈ, તેડી પંડતુને પુછીઉં સહી. ૧૬૮
તારે તેડી પંડતુને પુછીયો પ્રશ્ન, અમે મારીયો દુરજોધન. ૧૬૯
તારે ઓચરે ભીમ સાંભલો ધરમ રાય, વાદ વદેયાનો પાપ ન લેખાય. ૧૭૦
તારે પડી પંડતે કહેયા ભેદ, જગન કરો તમે અસવ મેદ. ૧૭૧
તારે લઈ રાજાને મીંદર ગીયા, તારે રથે બેસી કીરસનજી આવીયા. ૧૭૨
તારે ઓચરે કીરશનજી સાંભલો ધરમજ રાય, અમરત મેલી

વીખ કોણ ખાય. ૧૭૩
કહે લાવો ઉદકને મેલો મારે હાથ, કોરવ હતેયા તે અમને પાપ. ૧૭૪
તારે વલતા બોલેઆ રાજા ધરમ, સામી પુજીએ પાંય તેને કેમ દીજીએ કરમ. ૧૭૫
તારે કીરસનજી બોલીયાં સત ભાય, અવસર આવીયા રખે ચુકો દાય. ૧૭૬
તારે ભાવ જોઇ વલીયા ભગવાન, આવે અભીઆગત તેને દેજો માન. ૧૭૭
તારે રાજા જુજેશઠણ રલીઆતજ થાય, તારે ઘર ઘર ઓછવ મંગલ ગાય. ૧૭૮
તારે તેડી સોહોદેવ પુછી પેર, ભીમ મોકલીયા ભીરામણને ઘેર. ૧૭૯
તારે ઓચરે ભીમ જગન માંઢીયો અસવ મેદ, તમે ચાલોરે ભીરામણ વાંચો વેદ. ૧૮૦
તારે ભીરામણ આવીયા બહુ અસત, અણાવી અસવને બાંધીયો ધર. ૧૮૧
તારે રચી બદરાસણ બેઠા ઘર માંહે, તીયાં ભીરામણને દાન હેમના અલાય. ૧૮૨
તીયાં અન વસત્ર નીજ લેખ, તીયાં ભાવતા ભોજન મુદરકા એક. ૧૮૩
તીયાં અન પાણીની પરમાહ વહે, તારે ભીમ જાઈને પીરોલે રહે. ૧૮૪
તેડી ભીમ ને રાય સીખામણ દેય, માંગે પાણી તેને પાજો પેય. ૧૮૫
આવે અભીઆગત તેને દેજો દાન, પુજા કરીને દેજો માન. ૧૮૬
તારે ગદા સાહી ભીમ પીરોલેં રહીયા, તીયાં જગન જોઇ અભીઆગત આવીયા. ૧૮૭
ઓચરે ભીમ તમે ઉભા રહો, જે જોઇયે તે અમને કહો. ૧૮૮
આલું અન ને આલું દાન, આલું હસતી ઘોડા વાહન. ૧૮૯
ઓચરે અભીઆગત ભીમ ગટાતજ છેહ, પણ એવી દુરબલ છે અમારી દેહ. ૧૯૦
અમારે ન જોઇએ અન ન જોઇએ દાન, ન જોઇએ હસતી ઘોડા વાન. ૧૯૧
અમે રાજા સતવાદી સાંભલીયો છે ઘણું, એ દરસન કરો અભીઆગત તણું. ૧૯૨
પુરવ જનમનાં જાય પાપ, આવીયો અભીઆગત મેં આપોહી આપ. ૧૯૩
અમે રાજા સતવાદી સાંભલીયો છે સહી, અમે દરસન કરીએ જગન માંહે જાઈ. ૧૯૪
તમારો જગન જાણી આવીયો છું ઈયાં, આવે રાજા કાં તેડાવે તીયાં. ૧૯૫
ઓચરે ભીમ તમે વારૂ કહો, પણ ઘડી બે ઘડી તમે ઉભા રહો. ૧૯૬

અમે જાઇ જગનમાં કરીયે જાણ, તમે આગે આવો તો રાજા
ધરમની આણ. ૧૯૭
આણ દઈને ભીમ જગનમાં ગયા, અસવ મેદ કરતા રાજા ઉઠેયા. ૧૯૮
દીઠા ભીમ રાય ઉભા રહીયા, કહોરે ભીમ તમે કેમ આવીયા. ૧૯૯
વલતા ભીમે વચનજ કહીયા, આવીયા અભીઆગત તે પીરોલે રહીયા. ૨૦૦
ન લેવે અન ન લેવે દાન, ન લેવે હસતી ઘોડા વાન. ૨૦૧
કહે રાજા સતવાદી સાંભલીયો છે ધણું, દરસન કરો અભીઆગત તાણું. ૨૦૨
કહે પુરવ જનમનાં જાસે પાપ, આવીયા અભીઆગત આપોહી આપ. ૨૦૩
રાજા સતવાદી સાંભલસે સહી, અમે દરસન કરીયે જગન માંહે જઈ. ૨૦૪
અમે તારો જગન જાણી આવીયો છું આજ, તેડાવે અમને
કાં આવે રાજ. ૨૦૫
એવા વચન સુણી રાજા અંચબે થય, ભાઇઓરે કરસન નાથ આવીયા. ૨૦૬
ભીમ તમે વેગે વેલા જાઓ વલી, રખે અભીઆગત જાય પાછો ફરી. ૨૦૭
તમે જાઈ અભીઆગતનું આદર કરો, જે માંગે તે આગલ ધરો. ૨૦૮
આવે છે રાજા નથી વાર, તમને મલવા આદર કરે છે અપાર. ૨૦૯
ભીમ પીરોલે મોકલી રાજા જગન માંહે ગયા, વેદ વાંચતા
ભરામણને પુછેયા. ૨૧૦
તારે રાજા ભરામણને કહીયા, આવીયા અભીઆગત પીરાલે રહીયા. ૨૧૧
રાજા દરસન માંગે છે દાન, દુરબલ દેહીને મુખે ગીનાન. ૨૧૨
ઓચરે ભીરામણ રાજા તમે કેવા છો ધરમ, પણ સુણો સતવાદી
રાજા ન લીજીએ કરમ. ૨૧૩
હે રાજા તમે ઘેલા શું થાઓ, અધુરો જગન મેલી રાજા તમે
કેમ જાઓ. ૨૧૪
રાજા મન વીચારીને રાખી વાત, આગના આલી ભરામણને સહુ સાથ. ૨૧૫
તારે ભરામણ તો ચીંતા ગુણ થયા, ફરીને રાજા પીરીતે બોલીયા. ૨૧૬
વારૂં વારૂં અભીઆગતનાં દરસન કરો, પણ અમારી વાત તે
ચીંત માંહે ધરો. ૨૧૭
વલાઓ છાર ને છંટાવો નીર, તીયાં પથરાવો પટકોલ ચીર. ૨૧૮
તે ઉપર રાજાજી ચાલીયા જાઓ, પુઠલ ભરામણ વેદ ભણાઓ. ૨૧૯
એણી પરે અભીઆગતનાં દરસણ કરો, આગલ પડદા ગલીનાં ધરો. ૨૨૦
તે અભીઆગત દુર મુખ સાંભલે છે ધણું, શરીર ન દેખાડો
રાજાજી આપણું. ૨૨૧

રાજા અભીઆગતને મલવાનો આદર કરે, અણાવી સયેલા
ને પડદા ધરે. ૨૨૧
તે ફુટા પડદા ને પીરોલે ગયા, તારે વેદ ભણતા ભરામણ રહીયા. ૨૨૩
તીયાં ગલીના પડદા ઉજલા થયા, તારે મીલછ રૂપ સઘલે દેખીયા. ૨૨૪
તારે નાઠા ભરામણ દો દીસ ગયા, રાજા અભીઆગત એકાંતે થયા. ૨૨૫
* મુખ ચંદા પગ વાંકા જાણ, પગે કોસ પેરે છે દીવાન. ૨૨૬
તીયાં ધીયાન ધરી સીરી બુધ ઉભા રહીયા, દંડવત કરીને
રાજા પગે લાગીઆ. ૨૨૭
રાજા જુજેશઠણ રંલીઆતજ થયા, ધન ધન અભીઆગત આવીયા. ૨૨૮
સામી પધારીયા પાંઠવાને ઘેર, કોરવ હતીયા ઉતરે તેણી પેર. ૨૨૯
આવતા અભીઆગત ઓચરે મરમ, જેની માતા પતીવરતા
અને પીતા ધરમ. ૨૩૦
તેને ન લાગે રાજા કરમ, જે જાણતા હતા સકલ વેદનો મરમ. ૨૩૧
તમે જાણતા હતા સકલ શાસ્ત્રનો ભેદ, તો તમે ગુર વચન લોપી
કેમ માંડીયો અસવ મેદ. ૨૩૨
તેમાં તે ગુર હતીયા તમને લાગી હો રાય, જો સોવને હાથી
આલો તોય પાપ ન જાય. ૨૩૩
ગુર લોપી તે માહા પાપી જાણ, ગુર ઉપવેખી તે માહા
દુખીયા નીરવાણ. ૨૩૪
તારે તમે સાંભલો રાજા ધરમ, કરોડ કરોડ જગન કીજીએ તોયે
ન છુટીએ કરમ. ૨૩૫



* અહીથી રાગ ફરે છે.

# ખટ દરસનની વેલ.

તારે રાજાને મન ચીંતા ઉપની, હવે શી થાયસે પેર,
પાવન કરવા પાંડવા, સામી પધારીયા ઘેર. ૧
તારે વલતા તે રાજા બોચરે, અને સાંભલો કહું સત વાત,
પુત્ર વણસીયો પીતા તણો, ખમીયા કરેને માત. ૨
તારે ફરી અભીઆગત બોચરે, અને સાંભલો રાજા ધરમ,
રીસ અમારી ઉતારવા, તમે બોલીઆ સત વચન. ૩
તમારો જગન જાણીને અમે આવીયા, તમે પાંડવ સરીખા ભેદ,
ગુર હતીયા તમારી ઉતરે, જો જગન કરો ગઉ મેદ. ૪
તારે રાજાને મન ચીંતા ઉપની, અને દીલસું કરે વીચાર,
હવે ધરમ ભાંગો ખત્રી તણો, લોક લાજ ને કુલ ગાર. ૫
તારે ફરી અભીઆગત બોચરે, તમે સાંભલો રાજા ધરમ,
આગનાં આલી અમે તમને, તમે કાંહે કરો છો વીલંબ. ૬
તારે વલતા તે રાજા બોચરે, અને સાંભલો કહું સત વાત,
વડ વડેરાને પુછીયે, અને પુછીયે કુંતાજી માત. ૭
તારે પરવાર પુછીયો પીરેમસું, અને સાંભલો સહુ વાત,
અભીઆગતે આલી આગનાં, તેની નહી દીવસ નહી રાત. ૮
તારે સોહોદેવ રાયને પુછીયું, પડો પંડત કરો વીચાર,
અધ વીચાલે નાવ ભાંગી, કહો કેમ ઉતરસું પાર. ૯
તારે વલતા તે સોહોદેવ બોચરે, દ્રૂપતીને પુછો ફ્ડ,
વાગેસર વાણી એમ બોચરે, જેને વદને વરસે નુર. ૧૦
તારે રાજા થયા રવ રાતડા, દ્રૂપતીને પુછે વચન,
પરદખશણા કરીને પરણામ કીધા, તમે સાચું બોલો સતી જન. ૧૧
તારે વલતા તે દ્રૂપતી બોચરે, તમે સાંભલો કહું એક વાત,
અભીઆગતતે આલી આગનાં, તે છે આપણો અપરાધ. ૧૨
રાય અસવ મેદ આરંભીયો, અને કરમ ઉતારવાને કાજ,
તે પીરીત માટે હરી આવીયા, તે ધર વરવા માહારાજ. ૧૩
તમે હરી તણો સમો નહી વરતેયો, તમે સાંભલો રાજા ધરમ,
સીરી કીરસનજીનો વચન ઉથાપીયો, તે લાગો આપણને કરમ. ૧૪

આપ કરીને અલગા રહીયા, અને દીધો તે પાંડવાને સીર,
કલંક કારણ આપણે, સામી પધારીયા ઘેર, ૧૫
હવે સાથી થાઓ સહુ સાબદા, અને પાંચેઇ થાઓ એક વીર,
હરી સમરીયાની સાર થઇ, એણે પટકોલ પુરીયા ચીર. ૧૬
તારે લજા તે રાખી લોક માંહે, દરૂપતીની પુરી આસ,
નવખંડ માંહે દેવ આવીયા, એમ જાણો હરી તુજ પાસ. ૧૭
હવે થાર ભરાવો સગ મોતીયે, ને વધાવો અભીઆગતને જાઇ,
કશટ ખાતે સંભારીયા, તો હરી આવીયા વન માંહે. ૧૮
આસા તે પુરી આપણી, અને પરતાપે કીધા પુન,
કીરસનજીયે પાત્ર પખારીયા, અને અદકું તે આલીયું અન. ૧૯
ભોજન તે આલીયા ભાત ભાતના, અને જેને જોઇયે તેને તેહ,
એવો આપ બલીયો સમરથ છે, સમરો સાર કરસે તેહ. ૨૦
પુરવ પુન પંડવા તણું, અને હરી પધારીયા આપ,
કલંક ઉતારવા કારણે, જપાવીયા અજપીયા જાપ. ૨૧
સંખા તે મનની આપણી, અને કહે છે સામી નાથ,
કામધેન વીરોધો પરેમસું, અને પુઠે મ જુઓ સઉ સાથ. ૨૨
હવે પકવાન કીજે પરેમનાં, જે આરોગે માહારાજ,
કરમ તો સરવે ઉતરે, કરોડ જગનના સરસે કાજ. ૨૩
તારે રાજા વીચારીને આવીયા, અને લાગા અભીઆગતને પાય,
ભોજન પીરસીયા ભગવાનને, અને કહે કુંતાજી માય. ૨૪
તારે વલતા તે કર જોડી કુંતાજી ઓચરે, સામી તમે છો પરતીપાલ,
હવે ભોજન જમો તમે ભાવસું, તો છુટીયે કરમનાં કાલ. ૨૫
તારે વલતા અભીઆગત ઓચરે, તમે સાંભલો સતી જન,
કામધેન વીરોધો સઉ દેખતાં, તો જમીયે ભોજન. ૨૬
તારે પાંચે તે બંધવ પાંઢવા, દરૂપતી ને કુંતાજી માત,
જે ગુર વાણી ઓચરે, તે સીર લીયો સઉ સાથ. ૨૭
તારે કામધેન આણી પુજવા, તે જોવા મલીયા સઉ લોક,
રાજા જો સંખા આણુસો, તો બેસસે ગઉ દોશ. ૨૮
તારે પાંડવે ગઉમેદ આરંભીયો, અને વસ્ત્ર પેરીયા ગલી વરણ,
માથે મુગટ ચડાવીયા રતનના, ને લોકોને દેખાડીયા કરમ. ૨૯
તારે હસનાપુરી માંહે ફીરાવીયા, હરી આગલ થયા આપ,
નીંદા કરાવી સઉ લોકમાં, અને ઉતારીયા પાંડવાના પાપ. ૩૦

તારે ભીમ થયા રવ રાતડા, અને સામું જોયા ધરમ જેહ,
અખે પાત્ર વીસારીયું, જાઈ લઈ આવો ભીમ તેહ. ૩૧
તારે તીયાંથી ભીમજ દોડીયા, અને આવીયા તે નગર છેહ,
નગરનાં લોક એમ ઓચરે, જે માણક વુઠા મેહ. ૩૨
તારે આંગણા તે વારે આપ આપણા, અને મુખે જપે સીરી ભગવાન,
એવું જો આપણે જાણતા, તો પુજતા ગઉ દાન. ૩૩
તારે નગર મધે નર નારી મલી, અને કરે તે એક વીચાર,
ચાર મોકલીયા ચાર દીસે, અને સોધવા પેલે પાર. ૩૪
તારે ભીમ તીયાંથી પાછો વલીયો, અને ઉલટ અંગ ન માંય,
રાજા ધરમને આલે વધામણી, પાંડવાની વાણી બોલાય. ૩૫
કાલા વસ્ત્ર થયા ઉજલા, અને પરચો દેખાડીયા ધરમ,
ગુર હતીયા એમ ઉતારીયા, અને ઉતારીયા કોરવાના કરમ. ૩૬
તમારો ધરમ જાણી ને અમે આવીયા, અને કીધા પાંડવના કાજ,
હવે સાથ અમારે આવસો, કે કરસો હસનાપુરી માંય રાજ. ૩૭
તારે વલતા તે પાંડવ બોલીયા, અમે બહુ રણ કીધા માહારાજ,
તે પાપ અમારા તમે ટાલીયા, હવે રાજસું નહી કાજ. ૩૮
તારે પાંડવને હરીયે આલી આગના, તમે જાઓ હીમાલે આજ,
ખોલીયા ગલાવો ખાકના, તો સરસે તમારા કાજ. ૩૯
ખોલીયા જો મેલો ખાકના, તો થાસે અમર દેહ,
વસ્ત્ર નુરાની પામસો, નીત નુરે તે વરસે મેહ ૪૦
પાંડવ હેમાલે ચાલીયા, અને રાજા તે માંગે કોલ,
સવા પોહોરનું વીખમ છે, આપણે મલસું અમરાપુરીને મોહોલ. ૪૧
તારે છ દરસન તો ગલી ગયા, રાજા જુજેશઠણ ગલીયો ન જાય.
એક સવાન આવીયો સરગથી, રાજા તે લાગા પાય. ૪૨
તીયાં આકાસ વાણી ઉતરી, સરવણે તે સુણીયા રાય,
વઈકુંઠથી વેમાન આવીયા, રાજા તે બેસી જાય. ૪૩
તારે વઈકુંઠ માંહે રાજા સંચરીયા, જીયાં હતો પોતાનો પરીવાર,
ખોલીયા તે જલકે નુરનાં, અને વસ્ત્ર નુરાની સાર. ૪૪
તારે રાજાએ મન વીચારીયા, સામી અમે સું કીધો અપરાધ,
જનમ મધે નથી જાણતા, જે બોલીયા આલ અસત. ૪૫
તારે વલતા ને અભીઆગત ઓચરે, તમે સાંભલો રાજા ધરમ તેહ,
જુધ મધે તમે જીતવા, જુઠો બોલીયા આણી દેહ. ૪૬

હવે ખાક તણા જે ઓલીયા, તે જાઈ ભોગવો તમે વન,
નહી કાં હલા હલ અવની કુંઢ ઉકલે, તેમાં નાહો તો થાઓ પાવન. ૪૭
તારે રાજા મન માંહે કંપીયા, અને સીર કરે બહુ ત્રાસ,
ચરણ પખારીયા ચાલતા, કરોડ નવે અમરાપુરી વાસ. ૪૮
તારે વલતા તે રાજા વીનવે, તમે સાંભલો સીરી જગદીસ,
તમે આગના આલો અમને, તો નાઇયે સરવે સીસ. ૪૯
વલતા અભીઆગત ઓચરે, એતો હતો મોટો મરમ,
વેણુ અમારા વઇ ગયા, હવે નાયાનું નહી ધરમ. ૫૦
દેવ સભા માંહે રાજા આવીયા, જીયાં હતો પોતાનું ઠોર,
રાજા તે પોઢીયા પાલખીયે, નીંદ્રા કીધી એકજ પોહોર. ૫૧
તારે અજરાઇલને ફુરમાવીયો, કવજ કરો રાજાનું રૂહ એહ,
ઓલીયા તે વાસો નુરનાં, અને ઉડાડો માટીની દેહ. ૫૨
તારે અજરાઇલે ફુરમાનેથી, કવજ કરેયો રાજાનું રૂહ તેહ,
કર કમલ માંહે કામ કીધું, અને વાસી નુરાની દેહ. ૫૩
તારે ફડકીને રાજા જાગીયા, અને દીઠી નુરાની દેહ,
તારે દ્રસટે દીઠા ભગવાનજી, અને નુરે તે વુઠા મેહ. ૫૪
તારે બોલે તે વલગીયા બેઉ જણા, અને હીંચે તે હીંદોલા ખાટ,
અમે જાસું મીરત લોક માંહે, અનત કરોડ જુવે છે વાટ. ૫૫
તારે વલતા તે રાજા વીનવે, સામી અમને સરગ ન સોહાયે,
જેમ થાન વીછુટા વાછરૂ, અને બાલ વીછુટા માય. ૫૬
વઇકુંઠ માંહે અમે એકલા, નહી દરસન નહી દીદાર,
સોલ સણગારે સોભતી, પણ પુરખ વીનાની નાર. ૫૭
તે માટે અમે ઇયાં નહી રહીયે, સામી આવસું તમારો સાથ,
દીદાર કીજે નીતો નીત, અતે મુખે કીજે વાત. ૫૮
પાંચે તે બંધવ પાંઢવા, અને દ્રૂપતી ને કુંતાજી માત,
સરગ માંહેથી ઉતરીયા, આવીયા તે સતગુરની સાથ. ૫૯
તારે મીરત લોક માંહે આવીયા, અને મોકલીયા તે જુવે જુવે ઠામ,
કશમીર મધે રાજા છે, રાજા ધરમ તેનું નામ. ૬૦
વઇસ વીલોણી નગરી માંહે અવતરીયા, અને પીતા તે રાઘવ નામ,
માતા તે કહીયે લોચના, રાજા જુજેશઠણ કરે પરણામ. ૬૧

અરજણ વીંઢલ અવતરીયા, અને બાણુ વલી મા‌ વીર,
ઉંચ નગર માંહે અવતરીયા, કુલ પટવા વેપારી હીર. ૬૨
ઉજલા તે લોચન આંખના, અને લોક બોલે બહુ આલ,
માતા પુત્ર કરી પીરીછવે, પણ ન જાણે અરજણ બાલ. ૬૩
તારે બડ ભીમ ભલે અવતરીયા, તે જાંલદ્રી નગરી માંહે વાસ,
અગન વોણી જવાલ નેઠે, અને નગર કોટ પીરકાસ. ૬૪
ઉભા તે કેસ છે અંગના, અને જટા વારા મુખ દંત,
એણે એંધાણે ભીમ છે, અને માહા જોધા બલવંત. ૬૫
સોહોદેવ જોસી અવતરીયા, તે સાલવીયો માંહે વાસ,
માલવા મધે તે કહીયે, અને ઉજણ નગર પરકાસ. ૬૬
શેહેર મધે સોધતાં, અને ન જાણે કોઇ ભેવ,
દખશ દીસે ઠામ કહીયે, તીયાં અવતરીયા સોહોદેવ. ૬૭
તારે નકુલને જગાડીયા, અને પુરબ બંગાલા દેશ,
ભોટ નગર માંહે અવતરીયા, કુલ કસબ કાછી વેસ. ૬૮
નાસકા મધે નથ છે, અને કાને તે મુગતા ફુલ,
માતા ગીરજે અવતરીયા, પુત્ર એક નકુલ. ૬૯
સખત સંસાર અવતરી, દ્રૂપતી ને કુંતાજી માત,
દીલી ગઢની રાજણી, જેની લોક મધે છે સાંખ. ૭૦
ચંદ્ર તે કુલ માંહે અવતરી, અને પુત્રીનો બહુ પરીવાર,
બાલ કુંવારી બાલકી, તે સખત રૂપી સંસાર. ૭૧
દરસણ છે એ જાગતા, અને સોધી લીયો ગુણવંત,
આજ કલ દસ માંહે સામી આવીયા, અને વર દેવા અનંત. ૭૨
ચોથે કલજુગ માંહે સામી આવીયા, અને ધરીઆ માનખા અવતાર,
ગઢ આલમોતે સામી તખતે બેઠા, છેલો નકલંકી કીરતાર. ૭૩
દેલમ દેસ માંહે અવતરીયા, અમે ઘર સર વાધાયું થાન,
સતગુરે સતપંથ દેખાડીયા, અને મુનીવરોને દીધો ગીનાન. ૭૪
ગીનાન વીચારી જે ચાલીયા, તે પામીયા અમર ઠામ,
જખ મેગ કીનર તારીયા, કરોડ તેત્રીસના કીધા કામ. ૭૫
તારે પાંચેસું પેલાજ તારીયા, અને સાતેસું રાય હરીચંદ્ર,
નવેસું જુજેશઠણ તારીયા, બારેસું પીર સદરદીન બલવંત. ૭૬

મીલછા માંહે હરી અવતરીયા, અને માનખા વેસ માંહે દેવ,
હેમપુરી માંહે તખતે બેઠા, એમ બોલીયા સતગુર સોહેદેવ. ૭૭

ભરત ખંડ જાબુદીપ, તીયાં પરતક બેઠા દેવ,
આસા તે પુરે જીવ જંતની, અથર વેદ બોલે એમ ભેવ. ૭૮

ચાર કલપને ત્રન જુગ, ગુર ભેદ મારગ એક,
આજ ચોથા કલજુગ માંહે સતગુર જાણજો, તે આપોહી
આપ અલખ. ૭૯

અથર વેદને વાયેકે જે ચાલીયા, તે સીધા કરોડ બાર,
અણતનું વર આપે આલીયા, ગુર હસન શાહાને શાહ નીજાર. ૮૦

એવો સતગુરે શાસ્ત્ર સંભલાવીયા, તમે વીચારો મુનીવર વીર,
આપ પીછાણો આપણું, એમ બોલીયા સદરદીન પીર. ૮૧

